ૐ શ્રી

# કુળદીપક.

લેખક

ગજેન્દ્રશંકર. લા. પંડ્યા એમ. એ. (બી. ટી.)



: પ્રકાશક :

**બાપુલાલ ડી. નાયક**

માલિક-મુંબઇ ગુજરાતી નાટક મંડળી.

રૂ.૫ અમદાવાદ-ભારતભુવન થીએટર.

પ્રથમાવૃત્તિ ] [ પ્રત ૨૦૦૦



આ ચોપડી જૈન એડવોકેટ પ્રીન્ટીંગ પ્રેસમાં **વાડીલાલ બાપુલાલ શાહે** છાપી. ઠે. ઘીકાંટા-અમદાવાદ.

સંવત્ ૧૯૮૬ ઇ. સ. ૧૯૩૦

મૂલ્ય રૂ. ૦-૪-૦.

# નિવેદન.

પ્રસ્તુત નાટકનું વસ્તુ સંશોધન મી. જોસેફ ડેવીડને આભારી છે. યથોચિત ફેરફારો સૂચવી આ નાટકનો સમગ્ર લેખ જાણીતા વિદ્વાન પ્રોફેસર રા. ગજેન્દ્રશંકર પંડયા પાસે લખાવ્યો છે. આધુનિક રંગભૂમિને સાનુકૂળ કરવા કેટલોક ભાગ અમારે ઉમેરવો પડયો છે.

સમાજનું ધ્યાન ખેંચે એવા પ્રશ્નોમાં દત્તક લેવાનો રીવાજ ઘણા સમયથી પ્રચલિત જોવામાં આવે છે. એ રીતિમાં દુર્જનોના પ્રપંચને કેવી રીતે સ્થાન પ્રાપ્ત થાય છે અને તેથી દત્તક લેનારે સંપૂર્ણ સાવધ રહેવાની જરૂર છે એવું બતાવ્યું છે.

હાસ્ય કટાક્ષ વિભાગમાં તિરસ્કાર ઉપજાવે એવા વિચારોની પરાકાષ્ઠા પ્રતિ ઇશારો છે. આર્ય પ્રજાની નીતિ વિચારણાનો સમૂળ ઉચ્છેદ કરવાનો જ જાણે નિશ્ચય કરી બેઠા હોય એવાં લખાણોના પ્રતિ અમારો કટાક્ષ છે. નર્મદ જેવાના અનુભવે પાછળથી સુધરેલા ખરા સુધારાના વિચારો કોરે મૂકી જે જે છેવટના સુધારાના ઉદ્ધત રીવાજોથી અને નીતિ ભ્રષ્ટતાથી કંટાળી જઈ અમેરીકા જેવો સુધારાને વધાવી લેનારો પ્રદેશ આપણી આર્ય સંસ્કૃતિને જમાનાને અનુકૂળ કરવાનો પ્રયાસ આદરવા યોજના ઘડે છે, ( જુઓ કેસરી અંક. તા. ૨૪–૧૨–૨૯ તથા તે પૂર્વેના અને પછીના **अमेरिकेंतील सहावर्षे** ) તે તે તિરસ્કારવા યોગ્ય નીતિ ભ્રષ્ટતા અને સમાજની અવ્યવસ્થાને માર્ગે દોરનારા સુધારાના વિચારોને અર્ધદગ્ધ સુધારકો પૂરજોરમાં પ્રજા સમક્ષ મૂકે છે. આ વિચારો પ્રતિ જુગુપ્સા ઉત્પન્ન કરે એવો લેખ આ નાટક લખાઈ રહ્યા પછી રા. મસ્તફકીરના ‘ ભાવિના ભીતર ’ એ મથાળા નીચે જોવામાં આવ્યો. એમણે કલ્પેલી એકવીસમીસદીમાં મુંબઇમાં પ્રો. ચીચીપોપોનીમા પાંચવાર લગ્ન કરે છે, પ્રો. ચીચીપોપોના પિતા કોણ છે તે પ્રોફેસર જાણતા નથી તથા એક “ રાંઠાડી બૈરાં ”—પોલીસ કમીશનર

કમળાબાઈ એકવીસ વખત 'કંપેનીઓનેટ મેરેજ' કરે છે અને એ બાઈ પોતાની બડાઇ મારતાં કહે છેઃ–"કોઈ વખતે કોઈ બુદ્ધિમાન અને સાહિત્ય, સંગીત કે કળાની દશામાં આગળ વધેલા પુરૂષને જોઈ એના જેવું બાળક મેળવવા અમે તેની જોડે લગ્ન કરીએ છીએ, તો કોઈ વખતે માત્ર મિત્ર ભાવે સાથે વસવા કોઇને પરણીએ છીએ. કેટલાં બાળકોની માતા થવું એ માતા પોતે નક્કી કરે છે...મારે બાવીસ પતિ થઈ ગયા પણ બાળક ફક્ત આ આપણા પ્રોફેસરના (ચીચીપોપો જેઓની મા વાઘરણ અને બાપ ચીના હતા અને જેઓ કુંવારા હોવાનો દાવો કરતા હતા) પેટનું એકજ મેળવ્યું છે જે અત્યારે સીમલાના સેનીટોરીયમમાં ઉછરે છે!!! હવે કહો સુધારો એટલે શું ? ? સુધારાના ઉચ્છેદક વિચારથી જમાનો ક્યાં અને કેટલે જશે ?

અમારે નમ્રપણે જણાવવું જોઇએ કે કોઇપણ વ્યકિતપર આક્ષેપ કરવામાં આવ્યો નથી. ટીકાઓ સામાન્ય છે. સમજુ પક્ષની સૂચનાઓને અમે અવશ્ય માન આપીશું.

અમદાવાદ.
તા. ૧–૧–૩૦

બાપુલાલ બી. નાયક.

# પાત્ર પરિચય.

## પુરૂષ પાત્રો

શાન્તિલાલ--રાવસાહેબ શ્રીધરરાયનો ભત્રીજો.

હરિભાઇ--રાવસાહેબનો મુનીમ

ચંપક--તેનો પુત્ર

નંદલાલ--ગુમાસ્તો

માણેકલાલ--સોલીસીટર

બેચર--તેનો નોકર

કવિ, પુરોહિત, સિપાઇ, નોકરો વિગેરે૦

## સ્ત્રી પાત્રો

લક્ષ્મી—રાવસાહેબની વિધવા પત્ની

માયાકાકી--ઘણી દૂરની તેની સગી

શારદા--તેની ભાણેજ

રસિકા—સોલીસીટરની સ્ત્રી

મેના—નટી

નગરનારીઓ, ગાનારીઓ વિગેરે.



# કુળદીપક

## ટુંક સાર.

### અંક ૧ લો.

#### મંગળાચરણ—વસ્તુ વિવેચન.

#### દ્રશ્ય ૧ લું—સ્થળ—રાવસાહેબ શ્રીધરરાયનું મકાન.

લક્ષ્મીબાઈના મકાનમાં નવરાત્રિના ગરબા ગવાય છે. રાવસાહેબ શ્રીધરરાય પોતાની ધર્મપત્ની લક્ષ્મીબાઇ અને પચાસ લાખની મીલ્કત મૂકી સ્વર્ગવાસી થયા છે. પુત્ર સુખની લાલસાવાળી લક્ષ્મીબાઇને નિઃસંતાન પણાનું દુ:ખ અસહ્ય થઈ પડે છે તેમજ પુત્ર સુખવાળી સ્ત્રીઓના મુખથી વાંઝીયા પણાના મ્હેણા ટોંણાથી ખેદ કરે છે. એ તકનો લાભ લઇ તેનો લુચ્ચો મુનીમ માયાકાકીને પોતાના પ્રપંચમાં ભેળવી પોતાના પુત્ર ચંપકને દત્તક આપવાનું ચોકઠું ગોઠવે છે. રાવસાહેબનો વારસ તેમનો ભત્રીજો શાન્તિલાલ કાકાની મીલ્કતની પરવા નહિ કરતાં જાત કમાણી કરવા આઠ વર્ષથી યુરોપ ગયો છે તેના આવવાની રાહ જોવાનું લક્ષ્મી કહે છે. માયાકાકીની ભાણેજ શારદા હરિભાઈ અને માયાકાકીનો પ્રપંચ સમજી જાય છે અને લોક સેવામાં મીલ્કતનો સદુપયોગ કરવો પણ દત્તક લેવો નહિ એમ લક્ષ્મીબાઈને કહે છે પણ સ્વર્ગસ્થ રાવસાહેબ શ્રીધરરાય છેવટે ચંપકને દત્તક લેવાનું આજ્ઞાપત્ર લખી ગયા છે એમ હરિભાઈ કહે છે પતિ આજ્ઞાને પ્રાણતુલ્ય માનનારી લક્ષ્મીબાઇ પોતાનો વારસ ભત્રીજો શાન્તિલાલ ન આવે તો ચંપકને દત્તક લેવા કબૂલ થાય છે. ત્યાં ગુમાસ્તો નંદલાલ સ્ટીમર ડુબવાથી બીજા પેસેન્જરો સાથે શાન્તિલાલ પણ ડૂબી મરણ પામ્યો એવા સમાચાર લાવે છે લક્ષ્મીને મૂર્છા, હરિભાઈને માયાકાકીની ખુશાલી.

### દ્રશ્ય ૨ જું—સ્થળ–સોલીસીટર માણેકલાલનુ મકાન.

સોલીસીટરની સ્ત્રી રસિકા અર્ધદગ્ધ ભણેલી અપૂર્ણ વિચારની સુધારાની મોહિનીમાં મશગુલ છે. પતિપત્નીની ચકમક, બેચર નોકરની ગમ્મત, હરિભાઇ તથા માયાકાકી, રાવસાહેબનું બનાવટી વીલ સોલીસીટર પાસે કરાવે છે, તેમજ ચંપક દત્તક લેવાતાં તેનાં લગ્ન શારદા સાથે કરવાનું માયાકાકી, હરિભાઇ પાસે કરારનામું કરાવે છે, સુધારાનો દંભ કરનાર સોલીસીટરની તેની સુધરેલી સ્ત્રીના હાથથી ફજેતી.

### દ્રશ્ય ૩ જું—સ્થળ–લક્ષ્મીનું મકાન.

લક્ષ્મી ચંપકને તાનમાં આવતો નિહાળે છે. હરિભાઇ ચંપકની મૂર્ખતા, પુત્રનાં લાડના અર્થમાં લક્ષ્મીના મનમાં ઠસાવેછે. સોલીસીટર બનાવટી આજ્ઞાપત્ર લાવે છે. પતિની આજ્ઞા હોય તો બીજો કાંઇ વિચાર કરવો જ નહિ એવી માન્યતાવાળી લક્ષ્મી ચંપકને દત્તક લેવા નિશ્ચય કરે છે. માયાકાકી શારદાને ચંપક સાથે પ્રેમ કરવા કહે છે, શારદા ચંપકની ચિકિત્સા કરે છે. ચંપકનો મૂર્ખતા ભર્યો પ્રેમ; શારદાએ તિરસ્કાર કરવો.

### દ્રશ્ય ૪ થું—સ્થળ–નૌતમ નાટ્ય દર્શક સમાજ.

નટી મેનાનું આવવું કંપનીના માલિક ઇશ્વરલાલની તેની સાથે વાતચીત, કવિ કચરાલાલનું ચંપકને લઇને આવવું, મેના સાથે તેનો મેળાપ, પ્રેમનું આછું તોફાન,મેનાને હાથે માન અને દત્તક વિધાનના ઉત્સવમાં આવવાનું મેનાને આમંત્રણ, મેનાની પ્રેમની પાનપટ્ટી.

### દ્રશ્ય ૫ મું—સ્થળ–લક્ષ્મીનું મકાન.

ચંપકને નાટકશાળા સાથે સંબંધ બાંધવા હરિભાઈનો ઠપકો. ચંપકને લાડ કરતી લક્ષ્મી આવે છે. હરિભાઇની દુષ્ટ લાલસાનો ચમકારો, લક્ષ્મીએ ચેતવું. લક્ષ્મીના આત્મબળનો ઝાંખો ચમકારો. લક્ષ્મીના ગયા બાદ શાન્તિલાલના આવવાનો તાર આવે છે. તે

તાર છૂપાવી એ ખરો વારસ નથી પણ કોઇ ઢોંગી વેશધારી છે એમ ઠસાવવાનો હરિભાઇ ને નંદલાલનો પ્રપંચ.

## દૃશ્ય ૬ ઠું—સ્થળ–રાવસાહેબનું મકાન.

ચંપક મેના સાથે રંગરાગ કરે છે. માયાકાકી ચંપકને પોતાનો અધિકાર અજમાવવા ચેતાવે છે. કારણ શારદા મેનાનાં રંગરાગથી ખીજવાઈ નીચે સત્ય નારાયણની કથા લક્ષ્મી કરાવે છે ત્યાં જવા હુકમ કરે છે. ચંપકે શેઠ બની જવાની ખુશાલીમાં બધાને બક્ષિસો આપવી લક્ષ્મીએ આવવું. મા અને દત્તક કુળદીપક વચ્ચે તકરારનો આરંભ. હરિભાઇ આવી મેનાનો પક્ષ કરે છે. માયાકાકીની શારદા અને ચંપકનું ચોકઠું બેસાડવાની ધારણા આથી કથળી જાય છે. લક્ષ્મી દુઃખી થતી તકરારનો અંતલાવવા માટે ચંપકને નીચે સત્ય નારાયણની કથામાં જવા કહે છે. ચંપકે ધર્મનો તિરસ્કાર કરવો. પહેલેજ પગથીએ લક્ષ્મીના દિલને આઘાત. હરિભાઇએ લક્ષ્મીને છૂપો વાકપ્રહાર કરવો અને મારા કહેવા પ્રમાણે કરો એમ સૂચવવું, વાત વધે છે. શારદા લક્ષ્મીનો પક્ષ કરી હરિભાઇની સામે થાય છે. એવામાં શાન્તિલાલ આવી પહોંચે છે. અને જાહેર કરે છે કે મેલ સ્ટીમરમાં ડૂબી ગએલો શાન્તિલાલ ઇન્દોરના શેઠનો પુત્ર છે અને પોતે જીવતો જાપાનથી આવ્યો છે. હરિભાઇ બાજી ચુંથાઇ જવાથી ઉશ્કેરાય છે. છેવટે શાન્તિલાલનુ ઉશ્કેરાવું તોફાન મારામારી હરિભાઈએ શાન્તિલાલને પોલીસના હાથે પકડાવવો લક્ષ્મીની દિલગીરી.

[ ટેબ્લો ]

---

# અંક ૨ જો.

## દ્રશ્ય ૧ લું—સ્થળ—શાન્તિલાલનું મકાન.

શાન્તિલાલ તથા શારદા કુળદીપકને ઉખેડવા તથા હરિભાઇનું પોકળ ખુલ્લું પાડવા યોજના કરે છે એ મુજબ શાન્તિલાલ વેશપરિવર્તન કરી રહે છે. દરમ્યાન રસિકા શારદાની મુલાકાતે આવે છે, શારદા અને રસિકા વચ્ચે સ્ત્રીઓના દરજ્જા વિશે વાદ-વિવાદ, દરમ્યાન વેશ પરિવર્તન કરી ચિત્તરંજનદાસના નામે શાન્તિલાલ આવે છે. એના નાટ્યકલાના જ્ઞાનથી અંજાઇ ચિત્તરંજનને રસિકા પોતાના ઘેર આવવાનું આમંત્રણ આપે છે.

## દ્રશ્ય—૨ જું—સ્થળ—ચંપકનું મકાન.

મેના સાથે રંગરાગ કરતો ચંપક સમાજમાં સ્ત્રીનું સ્થાન નક્કી કરવાની ચર્ચા કરવા માટે રસિકા બાઇએ સભા બોલાવી છે એમ કવિ કચરાલાલ કલમબાજ જણાવે છે એટલામાં રસિકા અન્ય સ્ત્રીઓ સાથે ત્યાં આવે છે. સભામાં અર્ધદગ્ધ રસિકા તેમજ તેના જેવી બીજી તેના સહચારિણીઓના ઉદ્ધત અને સ્વચ્છંદી વિચારો શારદાનો વિરોધ. સ્ત્રીઓના ધર્મ અને કર્તવ્યનું સૂચન સામસામા પક્ષ પડી જવાથી કંઇ પણ પરિણામ વિના સભા બરખાસ્ત થાય છે.

## દ્રશ્ય ૩ જું—સ્થળ—લક્ષ્મીનું મકાન.

ચંપકને ઉપદેશ દેવાની તક ન મળવાથી લક્ષ્મીની નિરાશા, શારદા સાન્ત્વન આપે છે. લક્ષ્મીની વધતી દિલગીરી, શારદા 'સ્ત્રી કર્તવ્ય' ઉપર ભાષણ આપવા હિન્દુ સ્ત્રી મંડળમાં જાય છે. હરિભાઇ આવે છે. હરિભાઈ નો મૂળ મુદ્દા લક્ષ્મી પાસે પ્રેમયાચના. લક્ષ્મીનું આત્મબળ હરિભાઇએ પુત્રને ખુબ ઉશ્કેરવો અને લક્ષ્મીને દુઃખ દેવાનું સૂચવી 'રાવસાહેબનું આજ્ઞાપત્ર એની પાસેથી ખુંચવી લે' એમ કહી જાય છે. પૂજા કરવા બેસતી લક્ષ્મી સાથે ચંપક તકરાર શરૂ કરે છે, મેના તેને મદદ કરે છે; લક્ષ્મીની દુર્દશા. છેવટે આજ્ઞાપત્ર ન મળતાં ચંપક લક્ષ્મીના દેવ ફેંકી દેવા જાય છે. હરિભાઇ આવે છે. ચંપકને બહાર મોકલી દઇ લક્ષ્મીને બતાવે છે કે મારૂં

નહિ માનો તો હવે આ દશા થશે. લક્ષ્મીની નિરાશા લાચારી ઓરડામાં કેદી હાલત.

## દ્રશ્ય ૪ થું—સ્થળ–માણેકલાલ સોલીસીટરનું મકાન.

માણેકલાલનું સ્વપ્ન, હરિભાઈનો ફોન આવે છે અને આજ્ઞાપત્ર બનાવવામાં ઘણા વખતપર રાવસાહેબ જીવતાં એક ફરીયાદી નામું હતું તેનો ઉપયોગ કરવામાં આવ્યો હતો. એમાં રાવસાહેબે બે બાજુ સહી કરેલી હતી પણ સામાવાળો મરી ગયો હોવાથી સહીવાળો કોરો કાગળ આ સોલીસીટર પાસે રહ્યો હતો તેમાંનો પહેલી સહીવાળો કાગળનો ટુકડો કાપીનાખી બીજા ઉપર વીલ લખી ઉભું કરવામાં આવ્યું હતું. માણેકલાલ પહેલા કાગળનો ટુકડો શોધે છે. કેમકે શાન્તિલાલે ફરીયાદી કરી હતી અને માણેકલાલના ઘરની જડતી લેવાય અને આ ટુકડો મળે તો માણેકલાલનાં મોતીયા મરી જવાની વાત અને એવું હતું, ફોન આવવાથી આ કાગળ શોધવાનું કામ બેચર કરે છે. રસિકાને મળવા શાન્તિ આવે છે બેચરને વાંચતાં નથી આવડતું એટલે શાન્તિની મદદ માગે છે. શાન્તિને વચ્ચેથી રાવસાહેબની સહીવાળો ટુકડો મળે છે. દરમ્યાન રસિકા આવે છે. રસિકા તથા ચિત્તરંજન (શાન્તિ) સાથે "આવતી કાલની સ્ત્રી"નું નાટક ભજવવાની વાતમાં પોતે આવતી કાલની સ્ત્રીનું પાત્ર ભજવશે એવું રસિકા જાહેર કરે છે. ચિત્તરંજન જાય છે. રસિકા ઉપર માણેકલાલ ચીડાય છે.

## દ્રશ્ય ૫ મું—સ્થળ–માયાકાકીનું ઘર.

કેસ કોર્ટે ચઢવાથી માણેકલાલની ગભરામણ, હરિભાઈની હિંમત. પછી માયાકાકીએ શારદા અને ચંપકના લગ્નની વાત છેડવી. એ લગ્ન થાય તો ડલ્લો ખાવાની કાકીને તલપ હતી ને ન થાય તો રૂપીઆ પાંચલાખ હરિભાઈ પાસથી પડાવવાની યુક્તિ કરી હતી, હરિભાઇ છેડાય છે. માયાકાકી ઉપર હુમલો કરે છે. માયાકાકીની ચીસથી અંદર છૂપાયલાં શારદા તથા ચિત્તરંજન આવે છે. હરિભાઇ નાસી જાય છે માયાકાકી હોસ્પીટલમાં.

દૃશ્ય ૬ ઠું—સ્થળ—લક્ષ્મીનું મકાન.

આજ્ઞાપત્ર લેવા હરિભાઇ દંભ કરી લક્ષ્મી પાસે નમ્રબની જાય છે અને પોતાની ભૂલની ક્ષમા માગી પોતાને પુત્રરૂપે ગણવા સૂચવે છે. ભોળાં લક્ષ્મીબાઇ છેતરાય છે. આજ્ઞાપત્ર મળતાં હરિભાઇ બદલાય છે. બે વચ્ચે રસાકસી ભર્યો વિવાદ છેવટે હરિભાઈ પાસે લક્ષ્મી મૃત્યુ માગે છે ત્યારે ઝેર આપે છે. લક્ષ્મી ખુશીથી પીએ છે. હરિભાઇ હસે છે. અને કહે છે કે એ ઝેર નથી પણ તેની શક્તિ હરી લેનારી દવા છે. લક્ષ્મી ગભરાય છે. હરિભાઈ પાપવાસના પુરી કરવા તત્પર થાય છે. માયાકાકી પર ખૂની હુમલો કરવા હરિભાઈને પકડવા પોલીસ આવે છે. રાવસાહેબના બનાવટી આજ્ઞાપત્ર સાથે હરિભાઇ પકડાય છે.

[ ટેબ્લો ]

---

## અંક ૩ જો.

દૃશ્ય ૧ લું—સ્થળ—શાન્તિલાલનું મકાન.

હરિભાઇના પકડાવાથી એના ડગલાની ઝડતી લેવાથી બનાવટી આજ્ઞાપત્ર મળી આવે છે તેમ જ તેનો કાપેલો ટૂકડો જે શાન્તિલાલ-ને સોલીસીટર માણેકલાલને ત્યાંથી મળ્યો હતો તે બન્ને મેળવતાં ફરી-યાદનામાનો આજ્ઞાપત્ર બનાવવામાં ઉપયોગ થયો છે તે સિદ્ધ થાય છે. તેમજ માયાકાકીના ઘરમાંથી શારદા અને ચંપકના લગ્નનું કરારપત્ર મળી આવ્યું છે તે વિષેની સર્વ માહીતી મેળવવા પોલીસ ઇન્સ્પેક્ટર, નંદલાલને તાજ તરફનો સાક્ષી બનાવે છે. બધા પુરાવા મેળવી શાન્તિલાલ કોર્ટમાં કેસ માંડવા જાય છે.

દ્રશ્ય ૨ જું-સ્થળ-નાટકશાળા.

પચાસ હજાર રૂપીઆ આપી નૌતમ નાટય દર્શક સમાજ ચંપકે ખરીદ કરી છે તેના પહેલા નાટક "આવતી કાલની સ્ત્રી" ના નાટકમાં રસિકાબાઇ પાઠ કરશે એવી જાહેરખબરથી પ્રેક્ષકોની ધમાલ. પ્રેક્ષકોમાં રસિકાના પાઠની ચર્ચા, નાટક શરૂ થાય છે. રસિકાને કવિ સાથે નાટકના પાઠમાં પ્રેમ કરતી જોઇ તેના પતિ માણેકલાલનું ઉશ્કેરાવું; તેનું સ્ટેજ પર ધસી જવું. રસિકાને નીચે ખેંચી લાવવી. પ્રેક્ષકોની ધાંધલ રસિકાએ પતિ સાથે છૂટાછેડા કરી. કવિ સાથે સીવીલ મેરેજ કરવા જતાં ઉમેદવાર તરીકે ચંપકનું જાહેર થવું. રસિકા ચંપકને પણ આશા આપે છે કે કવિ મારી સ્વતંત્રતાની આડે આવશે તો તેનાથી છૂટા પડી હું લગ્નનો કોન્ટ્રેક્ટ તમારી સાથે કરીશ. દત્તકનું બનાવટી આજ્ઞાપત્ર બનાવવાના ગુન્હા માટે સોલીસીટર માણેકલાલને વોરંટથી પકડી પોલીસ લઈ જાય છે. અને રસિકા કવિ સાથે સીવીલ મેરેજ કરવા જાય છે. બાદ મેના, ચંપકના પ્રેમપાઠ.

દ્રશ્ય ૩ જું—સ્થળ-લક્ષ્મીનું મકાન.

કોર્ટમાં શાન્તિએ ફરીયાદ માંડી છે. તેની લક્ષ્મીને ચિંતા. શારદાનું આશ્વાસન, અને રાવસાહેબનો શ્રાદ્ધ દિવસ હોવાથી ચંપકને બોલાવી શ્રાદ્ધ કરવાની પોતાની છેલ્લી ઇચ્છા પૂરી કરવા લક્ષ્મી ચંપકને વિનવે છે. ચંપક, લક્ષ્મી અને પિતૃઓનો તિરસ્કાર કરે છે. વગર વિચારે દત્તક લીધો એ માટે લક્ષ્મીબાઇનો શોક, શાન્તિલાલનું આવવું, કોર્ટમાં હરિભાઇને માયાકાકી તથા પોલીસના ખૂન બદલ ફાંસીની તથા સોલીસીટર માણેકલાલને સાત વર્ષની સજા થઈ તેના સમાચાર આપવા; પોલીસ ઈન્સ્પેકટર ત્યાં આવે છે, અને શાન્તિલાલને હરિભાઇનો સંદેશો કહે છે કે "મરણ વખતની છેલ્લી ઇચ્છા પૂછતાં હરિભાઈ પોતાની પોણો લાખની મીલ્કત પરોપકારના કાર્યોમાં ખરચવા તમને સોંપવા માટે તથા પોતાના પાપનો પશ્ચાત્તાપ કરી તમારી પાસે ક્ષમા માગવા તમારી મુલાકાત માગે છે." આ સંદેશાથી સર્વની અજાયબી! આ સાંભળી ચંપકનું મીલ્કત મેળવવા શાન્તિલાલની પહેલાં હરિભાઇ

પાસે જવું શારદાને શંકા; અને ખૂની પાસે જતાં સાવધ રહેવાની સૂચના. લક્ષ્મીનું શાન્તિલાલ સાથે હરિભાઇના અપરાધની ક્ષમા આપી આશીર્વાદ આપવા જવું.

**દ્રશ્ય ૪ થું–સ્થળ–કેદખાનું.**

કેદખાનામાં હરિભાઇના હૃદયની બળતરા. શાન્તિ પર વેર લેવાનો નિશ્ચય; કપટથી શાન્તિનું ખૂન કરવા તેને બોલાવ્યો છે તેની રાહ જોવી. હરિભાઇનું વેર લેવા ઉશ્કેરાવું શાન્તિને ઠાર કરવાનું શસ્ત્ર ખોળવું, કોન્સ્ટેબલના પટ્ટાની રીવોલ્વર પર નજર પડવી, ચંપકનું આવવું તેને શાન્તિ સમજી હરિભાઇ રીવોલ્વરથી તેને ઠાર કરે છે શાન્તિને બદલે પોતાના દીકરાનું ખૂન થએલું જોઈ હરિભાઇનો ક્રોધ. શાન્તિલાલ અને લક્ષ્મીબાઈનું આવવું હરિભાઇના અધમ વિચારો, તેના પર લક્ષ્મીની દયા. સજ્જનની સજ્જનતા અને દુર્જનની દુર્જનતા. હરિભાઇ ફાંસીને લાકડે અંતિમે સત્યનો જય.

ઇતિ શુભમ્.

**શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ**



# કુળ દીપક.

## મંગળાચરણ.

બાળાઓ— ૧

કારણ જગનું એક જ્યોતિ;
હોય પ્રગટ પણ નયન ન ભાળે.
ધ્યાન ધરો સખી અનુભવ થાતાં,
નિજરૂપ ભાસે.
આનન્દ રૂપજ આતમ જોતાં,
મોક્ષતમ થાશે.—કારણ૦

બાળાઓ— ૨

બોલો ચતુરા ? કોણ કોનાં ?
નિજ અંતરના ભાવો ભીના,
ક્યાં છે કો' ઝીલનારાં શાણાં ?—બોલો૦

સ્વાર્થ તણાં સંસારે ઘેલાં,
ખોળે સ્નેહી શાને વ્હેલાં ?
ભાગ્ય સદાયે રે'છે ઉણાં,
વચન ભૂલે એ શાને જૂનાં?—બોલો૦

નગરનારીઓ— ૩

રૂપાળી રાત ખીલીરે, ગોરી ગરબે ઘૂમે.
રસિલા રાસ ઝીલીરે, ગોરી ગરબે ઘૂમે,

## સાખી.

નવરાત્રિના દિવસ આ નવલા રાસ રચાય.
જગજનની જગદંબના ગુણનાં ગાન ગવાય.
સજની સંગમળીરે—ગોરી૦

આશાપૂરી પૂરજો જીવનના અભિલાષ.
દેજો દાન દયામયી ભક્તિ જ્ઞાન પ્રકાશ.
શુંભને નિશુંભ દુષ્ટ દાનવ સંહારિણી,
પાય નમું પાપ તાપ હારિણી !
ભક્તિ મુક્તિ દાયી દિવ્ય ધામની વિહારિણી;
આશાપૂરો વ્હાલ ધરીરે—ગોરી૦

શારદા— ૪

દુનીયા આ રીબાયે, દો દર્દની દવાઇ,
સેવા એજ સાધી, માતા બનો સવાઈ. —દુનિયા૦
કૈં કૈં અનાથ ભટકે, ભૂખે ઘણાંયે રઝળે,
કો' કર્મમૂઢ રખડે, એની કરાવો સોઇ. —દુનિયા૦
ભાવ ભૂખ્યાં હોય તેને ભાવથી ભરતાં ફરો,
ધન ધાન્યથી રીબાય તેને દાનથી સિંચતા રહો;
માળી ઉછેરે વૃક્ષને પણ છાંય દે તે સર્વને,
માતા બની જગની તમે એમ છાંય દો ને સર્વને.
જગ આ સદા તમારૂં, તમ છો સદાય જગનાં,
ઉર ભાવના એ પોષી સુખની કરો સજાઈ—દુનિયા૦

રસિકા— ૫

વાગેરે સખી ઝાંઝર ઝનન ઝનન,
રીત મુજને એ નવ ફાવે— વાગેરે૦
ભાષણ ભૂષણ નારનું સોહે,
અન્ય આભૂષણ શાને ? —વાગેરે૦

આ રંગ એકલ નાર તણો છે,
બંધન નાથનું શાને ! —વાગેરે૦

રસિકા— ૬

વ્હાલી વ્હાલી કહી બોલાવી, કાળી કીકીથી ભરમાવી;
ચાલીજાને (૨) એવું કો'દિ કહેશો મા.
વારૂ વારૂ કહી ભોળાવી, માગ્યું મુખનું સહુ સ્વીકારી.
અહીંથી જાને (૨) એવું કો'દિ કહેશો મા. —વ્હાલી૦
કંઈ કંઇ ખાનગી કામ અમારે, એમાં ડહાપણ કરશો મા.
જાહેરમાં અમલોક સભામાં, આવી શંખને ફૂંકશો મા.
વંઠી (૨) એવું કો'દિ કહેશો મા.

**માણેકલાલ**—પૂર્વથી પશ્ચિમમાં, ચળતો ભાનુ જાય;
સોલીસીટર આ કહે, કોલ ચળી નહિ જાય.

**રસિકા**—મારા મનની તનની વાતો મુજને કો'દિ પૂછશોમા.
છાપામાં મુજફોટો આવે, ધુરકી ધુરકી જોશો મા.
છેટી. (૨) એવું કો'દિ કહેશો મા. —વ્હાલી૦

**લક્ષ્મી**— ૭

કરમાં ફૂલની પાંદડીએ હું જીવનરંગ જોઉં—કરમાં૦
વાસ સુવાસ કુમાસ જ સરવે,
અંતર આશ સમાયાં —કરમાં૦
સાર અસારનું દોહન કરવા
પ્રેમલ ચિત્ત ન ચાલે. —કરમાં૦

**ચંપક**— ૮

હું કુળદીપક મારી માનો, હવે મટી જવાનો બાપાનો.
ચલાવું મોટરકાર; બૅકબેની લઉં બ્હાર,
એરોપ્લેનમાં યુરોપ જાવાનો,
દુનિયાની દરકાર, રાખું નહિ તલભાર;

નવીન નવીન રંગ માણુવાનો.
સ્પેશીઅલ સ્ટીમરમાં હું પેરીસની પરીઓ બોલાવું,
નાટકમાં નચાવી આખી દુનીયાને ડોલાવું.
કેમ શું સમજ્યા ? દો તાલી.—

**મેના—** ૯

આજ સખી મારા અંતરમાં ઉઘાડ છે,
હૈયાને તીર આછા વીજના ચમકાર છે.—**આજ૦**

ચાલી ગઇ વાદળી એ વાગી જ્યાં વાંસળી
દીઠીએ કામળી ત્યાં વીંધાઈ પાંસળી.
હૈયામાં મારે ઉજાસ છે—**આજ૦**

પિયુ પિયુ પોકારતી નારીનાં આંસુ ખરે,
એ બુંદનું મૂલ આંકવા નર કોઈ નવ હિંમત કરે,
પ્રીતિની લ્હાણ નહિ ચૌટે વેચાય છે.
ચંદ્રીનાં તેજ નહિ કાંટે તોળાય છે.
નાની શી મીટડી યે પોષાયે પ્રીતડી,
પ્રીતિની વાતડી યે જાયે છે રાતડી.
હૈયાનો કુળો કુમાસ છે—**આજ૦**

**ચંપક-મેના—** ૧૦

આપું અલબેલા નવેલા પ્યારા પાનની પટ્ટી.
પાન કપુરી પુનાનું છે કડક કેળ સોપારી,
કાથો ચૂનો ઇલાયચીને લવીંગની બલિહારી.
માશુકના હાથે બનેલી પાનની પટ્ટી,
મીઠી મસાલેદાર પ્યારી પાનની પટ્ટી.
વારંવાર મળે નહિ આ પાનની પટ્ટી.
દિલના દિલદાર માટે પાનની પટ્ટી.

**નાચનારી—** ૧૧

બારી ઉમર લરકૈયાં ન છેરો સૈયાં,
પ્યારે પરૂં તોરે પૈયાં ન છેરો સૈયાં.
સેજ આવત મોરી પાયલ બાજે,
જાગત સાસ નનદીયાં ન છેરો સૈયાં.
લપટ ઝપટકર ચુડીયાં ફોરી;
ટુટત મોરી કલૈયાં, ન છેરો સૈયાં.
નિર્લજ નંદ કુંવર નટખટ હો;
ગોકુલ ગ્વાલ કનૈયા ન છેરો સૈયાં,



# અંક ૨ જો.

---

શારદા—　　　　૧૨

વરશે આજ નવ જલધર શાને?
દુઃખકર તાપથી દિનકર બાળે.—વરસે૦
ખીલ્યાં ઉપવન શીતલ મહીતલ.
સુમનના છોડ બધાય સુકાયે—વરસે૦
છાયા તરૂવર કોઇ ન આપે;
ઉપવન માળી દિલમાં મુઝાયે—વરસે૦

શારદા—　　　　૧૩

ડગ તપાસી ભરજો, ઉતાવળાં મા થાજો
જમાનો પલટો ખાય છે.
આત્મ બળની વાત મુખે કરવી એ સ્હેલ છે.
સમયને સંજોગમાં નિભાવવી મુશ્કેલ છે.
નીતિથી આત્મબળનો પૂરો ટકાવ છે,
સંયમ એ આત્મબળનો ઉંચો પ્રકાર છે.
સ્રીના જીવન તણો મુખ્ય એ આધાર છે-ડગ.
સંયમથી હિન્દ ભૂમિ વજ્રશી બનેલ છે,
પશ્ચિમની મોહિનીનો ચીકણો ઢળાવ છે.
હિંદના સંસ્કારને ઉદ્ધારની જરૂર છે.
મૂર્ખા એ ધ્યેય તજી મોહમાં ફસાય છે,
નીતિનો એમ આજ હાથે નાશ થાય છે.

ચંપક— ૧૪

અખિલ સૃષ્ટિને વશ કરનારી નારી જોબનવાળી.
પાંપણને પલકારે મારે કાળી કીકી વાળી.
યૌવન ઘેલા ઘાયલ થાતા ચાલે જ્યાં ચટકાળી
ભલાભલા પણ ભાન ભૂલે જ્યાં જૂએ નાર નખરાળી.
ભોળા શંભુ ભરમાયા'તા ભવ્ય ભીલડી ભાળી
વિશ્વામિત્રે: તપ: ખોયું જોઇ મેનકા મટકાળી.
પોચા મનના શું કરીએરે આવે જ્યાં લટકાળી.
ભલાભલા પણ ભાન ભૂલે જ્યાં જૂએ નાર નખરાળી.

લક્ષ્મી— ૧૫

જારે જાલીમ જારે નથી ડર,
પલ પલ ચમકે વીજળી શિરપર,
કાપો રગ રગ અંગ અંગ—જારે૦
દુષ્ટ દમન તુજ ત્રાસ કરે બહુ
તોય ડરૂં ના લેશજ હું;
પીજે રક્તનું બુંદ બુંદ— જારે૦

રસિકા— ૧૬

જાહેરમાં ભાષણ કરનારી, છાપામાં લેખો લખનારી
નવ છેડ તમે કરશો મારી હું સુધરેલી નારી;
એ ગયો જમાનો જૂનો આ નવયુગનો નમૂનો.
પાણી પુરૂષોને ભરાવશે આ સુધરેલી નારી;

**બેચર**—સાડી ચોળી પહેરી સાહેબ માથે લઈ લ્યો બેડું.
સુધરેલી સ્ત્રીઓનું તમને આવી પહોંચ્યું તેડું

**રસિકા**—ખીકવાએટ યુ કુલ ?
કેમ કબુલ ?

**માણેક**—હા. કબુલ ! કબુલ !

---

# અંક ૩ જો.

---

શારદા— ૧૭

વિમલ યશની આશા પૂરી થાય—
પ્રકાશ પૂર્ણ ફેલશે અધમ એ શિકાર થાય;
આનંદ ઉભરાય—

જીવન સહુનાં સુખીયાં થાશે
પાપ પાપીનું ખૂલી જાશે
સદાય સત્યનો વિજય થાશે;
સુખ શાન્તિ થાય—

શારદા— ૧૮

રસરાજ આજ તુજ ભાળી વાદળી પ્રેમની
રસબુંદ આજ તુજ ટપકે બારીએ નૈનની.
કંઈ થાય આજ અંતરમાં.
દિલ નૃત્ય કરે રંગનમાં
ટહુકાર થાય રગ રગમાં—મોહિની પ્રેમની.
પલ આંખ મીંચુ જો ડરમાં
તુજ ચિત્ર નિહાળુ ઉરમાં
મોહ મુગ્ધ કરે એ પલમાં—આરસી પ્રેમની.

મેના— ૧૯

મોંઘા મૂલની મતવાલી હું જોબન મદમાતી,
અદા કરીને ઉભી રહું તો ઘાયલ થાય હજાર;
પાગલ થઈને પાછળ ભમતા મૂરખના સરદાર,
હું જોબન મદમાતી—

નકલી બોલું નકલી ચાલું, નકલી મારાં કામ,
નાટકની હું નકલી રાણી મેના મારૂં નામ—
હું જોબન મદમાતી—

મેના— ૨૦

પ્રેમના તો પાઠ મારે હૈયે લખાયા રાજ,
ધીરેથી શાણા ઉકેલજો.
ચંપક—મીઠા આ બોલ મારા હૈયે કોરાયા આજ;
ધીરેથી શાણી શીખાવજો. —પ્રેમ૦
મેના—માસ્તર બની રાખું સોટી હું હાથમાં,
ભૂલો કરશો નવ ખોટી.
ચંપક—વાગે જ્યાં ચમ ચમ સોટી ત્યાં ઘમઘમ.
વિદ્યા આવે બહુ મોટી.
મેના—હાથ ધરોને શાણા આજે નવિન રંગ જમાવું.
એક બેને ત્રણ કરીને જલદી હું શીખાવું.—પ્રેમ૦

લક્ષ્મી— ૨૧

દિલમાં ના દુઃખી થશો. સપૂત જો મળે નહિ
અપર પુત્ર દેખીને હૃદય તમે બાળો નહિ— દિલ૦

મનુજ જો લેવા ધસે જે વાત દેવ હાથ છે.
ફળ સદા ઉંધું જુઓને અંતમાં રીબાય છે- દિલ૦
સુખ મળ્યા ઉણાં દિસે તો દિલ ન આ પ્રજાળવું
ફળ એ પૂર્વ જન્મનાં વિચારી ધૈર્ય ધારવું- દિલ૦
જીવન જે અહીં મળ્યું સંતોષમાં તે ગાળવું.
નસીબમાં જે હોય ના કદાપી તે ન માગવું- દિલ૦



નીચે લખેલાં પુસ્તકો મુંબઇ ગુજરાતી નાટક મંડળીનો જ્યાં મુકામ હોય ત્યાંથી રોકડી કીમતે મળશે. વી. પી. થી મોકલવામાં આવશે નહીં.

૧ સૌભાગ્ય—સુંદરી.
૨ વિક્રમ ચરિત્ર.
૩ કામતા.
૪ મંજુ—બંસરી.
૫ સુધા—ચંદ્ર.
૬ સ્નેહ—સરિતા.
૭ મેઘ—માલિની.
૮ આનંદ—લહરી.
૯ પ્રતાપ—લક્ષ્મી.
૧૦ કુલીન—કાન્તા.
૧૧ હરિશ્ચંદ્ર.
૧૨ કનક—તારા.
૧૩ કુંદબાળા.
૧૪ ચંદ્રા ૧૫ રાજ—બીજ
૧૬ મેવાડનો પ્રતાપીચંદ.
૧૭ દુઃખી ભાઇ બ્હેન.
૧૮ પ્રેમકળા.
૧૯ માનસિંહ—અભયસિંહ.
૨૦ મુળરાજ સોલંકી.
૨૧ સુંદર—વેણી.
૨૨ રસીક—મણી.
૨૩ બારિસ્ટર.
૨૪ રામ ચરિત્ર.
૨૫ જયરાજ.
૨૬ પુષ્પસેન—પુષ્પાવતી.
૨૭ નૃસિંહાવતાર.
૨૮ તિલક કુમાર.
૨૯ કરણ ઘેલો.
૩૦ વીર મંડળ.
૩૧ મોહિની.
૩૨ જહાંગીર શાહ ગૌહર.
૩૩ અજબ કુમારી.
૩૪ નળ—દમયંતી.
૩૫ લલિતા દુઃખદર્શક.
૩૬ લક્ષાધિપતિનો સ્મણ.
૩૭ સંગતનો રંગ.
૩૮ દાગે હસરત
૩૯ નેક અંજામ
૪૦ જુગલ જુગારી.
૪૧ નંદ બત્રીસી
૪૨ નવલશા હીરજી.
૪૩ ચંદ્રભાગા.
૪૪ વસંત—પ્રભા.
૪૫ સંગતનાં ફળ.
૪૬ વિશ્વલીલા
૪૭ તિલસ્મે ઉલ્ફત.
૪૮ કૃષ્ણ ચરિત્ર.
૪૯ દેવકન્યા.
૫૦ નવલ—કુસુમ.
૫૧ ખાન્દાને ગુલ.
૫૨ રામ—રતન.
૫૩ શકુંતલા.
૫૪ ભદ્રાભામની.
૫૫ વિમળા.
૫૬ હોંસીલી હીરા.
૫૭ શ્રી દેવી.
૫૮ કનક—કિશોરી.
૫૯ ગુમાન—તારા.
૬૦ નાગમતિ.
૬૧ જહરી અંગુસ્તરી.
૬૨ સૌભાગ્યનો સિંહ.
૬૩ સાજ્બ લક્ષ્મણ.
૬૪ ભારત સંતાન.
૬૫ વીર માનસિંહ.
૬૬ મોહક મહિલા
૬૭ કુમળી કળી.
૬૮ જમાનાનો રંગ.
૬૯ રાઇનો પર્વત.
૭૦ કોલેજની કન્યા.
૭૧ કાશ્મીરનું પ્રભાત.
૭૨ કુદરતનો ન્યાય
૭૩ સ્વામિભક્તિ.

**સુદર્શન**—નખરાના કીમીયામાં સૌની ઉસ્તાદ છું.
પ્રીતિનાં કામણને ઘોળી પીનાર છું.
સૌને સતાવી પટાવી બનાવી હું ઘેલા કરૂં.
એવું લખીએ. હાં એમ લખીએ.–હાં ચાલો.

**સર્વે**— ૨૩

રસવતી ભૂમિ આ નૃપ સુખદ બહુ બહુ તમ થાજો,
પ્રેમથી પાળો સૌ પ્રજા સુખીયાં જન કરી પિતુ સમ થાજો
—રસ.

જલધર અવસરે જલ વરસાવે,
સંકટ સકલ નિવારે જનનાં,
એજ વિનતી પ્રભુ તમે સુણજો—રસ.



# જાહેર ખબર.

નીચે લખેલા પુસ્તકો મુંબઇ ગુજરાતી નાટક મંડળાના જ્યાં મુકામ હોય ત્યાંથી રોકડી કીંમતે મળશે. વી. પી. થી મોકલવામાં આવશે નહીં

1. ૧ કુલીન--કાન્તા.
2. ૨ શાકુંતલ.
3. ૩ કનક--તારા.
4. ૪ હરિશ્ચંદ્ર.
5. ૫ રાજ—બીજ.
6. ૬ કુંદબાળા.
7. ૭ રસીક--મણી.
8. ૮ નળ--દમયંતી.
9. ૯ માનસિંહ--અભયસિંહ.
10. ૧૦ સુંદર--વેણી.
11. ૧૧ ચંદા
12. ૧૨ પ્રેમકળા.
13. ૧૩ દુ:ખી ભાઇ બ્હેન.
14. ૧૪ મેવાડનો પ્રતાપી ચંદ.
15. ૧૫ લલિતા દુ:ખદર્શક.
16. ૧૬ મુળરાજ સોલંકી.
17. ૧૭ કરણઘેલો.
18. ૧૮ બારિસ્ટર.
19. ૧૯ રામ ચરિત્ર.
20. ૨૦ લક્ષાધિપતિનાં રમણ.
21. ૨૧ પુષ્પસેન--પુષ્પાવતી.
22. ૨૨ દાગે હસરત.
23. ૨૩ જયરાજ.
24. ૨૪ જહાંગીર શાહ ગૌહર.
25. ૨૫ નૃસિંહાવતાર.
26. ૨૬ તિલક કુમાર.
27. ૨૭ નેક અંજામ
28. ૨૮ તિલસ્મે ઉલ્ફત
29. ૨૯ અજબ કુમારી.
30. ૩૦ નાર મંડળ.
31. ૩૧ મોહીની.
32. ૩૨ નવલ--કુસુમ.
33. ૩૩ વિક્રમ ચરિત્ર.
34. ૩૪ સૌભાગ્ય-સુંદરી
35. ૩૫ જુગલ જુગારી.
36. ૩૬ કામલતા.
37. ૩૭ નંદ બત્રીસી.
38. ૩૮ ખાન્દાને ગુલ.
39. ૩૯ ચંદ્રભાગા.
40. ૪૦ નવલશા હીરજી.
41. ૪૧ વસંત—પ્રભા.
42. ૪૨ દેવકન્યા.
43. ૪૩ કૃષ્ણ ચરિત્ર
44. ૪૪ પ્રતાપ--લક્ષ્મી.
45. ૪૫ સંગતના ફળ.
46. ૪૬ સ્નેહ-સરિતા.
47. ૪૭ સુધા-ચંદ્ર.
48. ૪૮ મધુ બંસરી
49. ૪૯ મેઘ-માલિની.
50. ૫૦ આનંદ-લહરી.
51. ૫૧ વિશ્વલીલા.
52. ૫૨ ભારત સંતાન.
53. ૫૩ વીર માનસિંહ.
54. ૫૪ મોહક મહિલા.
55. ૫૫ કુમળી કળી.
56. ૫૬ રાઇનો પર્વત.
57. ૫૭ જમાનાનો રંગ.
58. ૫૮ કોલેજની કન્યા.
59. ૫૯ કાશ્મીરનું પ્રભાત.
60. ૬૦ કુદરતના ન્યાય.
61. ૬૧ કીમિયાગર.
62. ૬૨ સ્વામિભક્તિ
63. ૬૩ કુળદીપક.
64. ૬૪ બાપના બોલ.
65. ૬૫ કુટીલ રાજનીતિ.